

શ્રીમત સમંતભદ્રાચાર્ય વિરચિત-

# રત્નકરંડ શ્રાવકાચાર.

શેઠ પ્રેમચંદ મોતીચંદ ઝવેરી કૃત-

ગુજરાતી અર્થ સહિત.

---

શ્રી ૧૦૮ મુનિશ્રી શાન્તિસાગરજી (છાણી)

દિ૦ જૈન ગ્રંથમાળા તરફથી


સંગ્રહકર્તા:-

પરોપકારી વિદ્યોત્તેજક શેઠ ફતેચંદભાઈ તારાચંદ.

મહામંત્રી (ખડકની ૧૦ પાઠશાળાઓ) મુ. વિજયનગર (મહીકાંઠા)



પ્રકાશક-

બ્ર૦ લખમીચંદજી (ગિરલ) તથા બ્ર૦ ફતેહસાગરજી

મુ૦ ભીલોડા (મહીકાંઠા)

---

[વીર સં. ૨૪૫૬] પ્રત ૫૦૦ [વિક્ર. સં. ૧૯૮૬

---

"જૈન વિજય" પ્રીન્ટીંગ પ્રેસ-સુરતમાં મૂળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.



શ્રી. ૧૦૮ મુનિશ્રી શાંતિસાગરજી મહારાજ (છાણી)



श्री समंतभद्राचार्यकृत-

# श्री रत्नकरंड श्रावकाचार.

## (ગુજરાતી અર્થ સહિત.)

### મંગળાચરણ.

नमः श्रीवर्द्धमानाय निर्द्धूतकलिलात्मने ॥
सालोकानां त्रिलोकानां यद्विद्या दर्पणायते ॥ १॥

અર્થ:—શ્રીવર્દ્ધમાનસ્વામીને નમસ્કાર હુજો, જેના આત્માથી જ્ઞાનાવર્ણાદિ ઘાતિયાં કર્મોનો નાશ થયો છે તેને લીધે તેમના કેવળજ્ઞાનમાં ત્રણ લોક અને આલોક એ આરસી જેવા પ્રતિબિમ્બિત થયાં છે. (૧)

### ગ્રંથપ્રારંભ.

देशयामि समीचीनं धर्मं कर्मनिवर्हणं ॥
संसारदुःखतः सत्वान् यो धरत्युत्तमे सुखे ॥२॥

અર્થ:—જે ધર્મથી પ્રાણિમાત્ર સંસારદુઃખમાંથી છુટીને ઉત્તમ પ્રકારનું સુખ મેળવે છે, અને જેનાથી કર્મોનો નાશ થાય છે, એવા ઉત્કૃષ્ટ ધર્મનો હું ઉપદેશ કરૂં છું (એવું આચાર્ય સામંતભદ્રસ્વામી કહે છે) (૨)

## ધર્મલક્ષણ.

सद्दृष्टिज्ञानवृत्तानि धर्मं धर्मेश्वरा विदुः ॥
यदीयप्रत्यनीकानि भवंति भवपद्धतिः ॥ ३ ॥

**અર્થ**:—સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન, અને સમ્યક્‌ચારિત્ર એને પરમેશ્વરે ધર્મ એવું કહ્યું છે. એના વિરૂદ્ધ મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન, અને મિથ્યાચારિત્ર એ સંસાર વધારવાનું કારણ છે. (૩)

## સમ્યકત્વલક્ષણ.

श्रद्धानं परमार्थानामाप्तागमतपोभृतां ॥
त्रिमूढापोढमष्टांगं सम्यग्दर्शनमस्मयं ॥ ४ ॥

**અર્થ**:—સત્યાર્થ દેવ, ગુરૂ, અને શાસ્ત્ર તેનાપર ત્રણ મૂઢતા અને મદરહિત અને આઠ અંગસહિત શ્રદ્ધા રાખવી એને સમ્યક્‌દર્શન કહે છે. (૪)

## આપ્તલક્ષણ.

आप्तेनोच्छिन्नदोषेण सर्वज्ञेनागमेशिना ॥
भवितव्यं नियोगेन नान्यथा ह्याप्तता भवेत् ॥ ५ ॥

**અર્થ**:—જેના દોષ દૂર થયા છે, જે સર્વ પદાર્થના જાણનાર છતાં આગમોના સ્વામી છે તેનેજ આપ્તપણું યોગ્ય છે. નિર્દોષપણું, સર્વજ્ઞપણું, અને આગમેશિત્વ એ ત્રણ ગુણ હોવા શિવાય આપ્તપણું થતું નથી. (૫)

क्षुत्पिपासाजरातंकजन्मांतकभयस्मयाः ॥
न रागद्वेषमोहाश्च यस्याप्तः स प्रकीर्त्यते ॥ ६ ॥

**અર્થ**:—જેને ભૂખ, તરસ, ઘડપણ, રોગ, જન્મ, મરણ, ભય, મદ (મગરૂરી), રાગ, દ્વેષ (ઇર્ષા, અદેખાઇ), મોહ, ચિન્તા, રતિ, નિદ્રા, વિસ્મય, વિષાદ, સ્વેદ (પરસીનો), ખેદ એ અઢાર દોષ નથી તેને આપ્ત કહેવા. (૬)

**परमेष्ठी परंज्योतिर्विरागो विमलः कृती ॥**
**सर्वज्ञोनादिमध्यांतः सार्वः शास्तो पलाल्यते ॥ ७ ॥**

**અર્થ**:—આપ્તના પર્યાય નામો છે તે નીચે પ્રમાણેઃ- પરમેષ્ઠી એટલે ઉત્કૃષ્ટ પદમાં રેહેનાર; પરંજ્યોતિઃ એટલે જેની જ્યોતિ નિરાવરણજ્ઞાનરૂપ છે; વિરાગઃ એટલે જેનો રાગ મટી ગયો છે; વિમલઃ એટલે જેનો કર્મરૂપી મળ મટી ગયો છે; કૃતી એટલે જે કરવા યોગ્ય કામ કરી ચુકયો છે; સર્વજ્ઞઃ એટલે સર્વને જાણનાર; અનાદિમધ્યાંતઃ એટલે જેને આદિ, અંત, મધ્ય નથી; સાર્વઃ એટલે સર્વનો હિતકર્તા; શાસ્તાઃ એટલે સર્વને શિક્ષણ આપનાર; એવા આપ્ત છે. (૭)

**अनात्मार्थं विनारागैः शास्ता शास्ति सतो हितं ॥**
**ध्वनन् शिल्पिकरस्पर्शान्मुरजः किमपेक्षते ॥ ८ ॥**

**અર્થ**—શાસ્તા એટલે ઉપદેશકર્તા અરિહંતભગવાન પોતાના પ્રયોજન શિવાય અને અન્ય જીવોપર મોહ ન હોઇને સત્પુરૂષોના કલ્યાણનું શિક્ષણ એટલે ઉપદેશ દેછે. દાખલા તરીકે જેમ મૃદંગ ઉપર શિલ્પિકારનો હાથ પડતાંજ તે શબ્દ કરે છે, પરંતુ તેમાં (અવાજ કરવામાં) તે મૃદંગની કંઇ ઇચ્છા હોતી નથી. (૮)

### શાસ્ત્રલક્ષણ.

**आप्तोपज्ञमनुल्लंघ्य मदृष्टेष्टविरोधकं ॥**

**तत्त्वोपदेशकृत सार्व शास्त्रं कापथघट्टनं ॥९॥**

**અર્થ**:—શાસ્ત્રનું લક્ષણ એવું છે કે, તે સર્વજ્ઞ ભગવાને કહેલું, વાદીપ્રતીવાદી જેને ઓળંગી શકતાં નથી, પ્રત્યક્ષ પરોક્ષ પ્રમાણુમાં બાધ ન આવવા દેનારૂં, જેમાં તત્વનો ઉપદેશ હોય; જેમાં સર્વના હિતનું વર્ણન કરેલું હોય, અને જેમાં કુમાર્ગનું ખંડન કરેલું હોય તેજ શાસ્ત્ર કહેવાય. (૯)

### ગુરુલક્ષણ.

**विषयाशावशातीतो निरारंभोऽपरिग्रहः ॥**

**ज्ञानध्यानतपोरक्तस्तपस्वी स प्रशस्यते ॥१०॥**

**અર્થ**:—ગુરૂનાં લક્ષણ-જેને વિષયની આશા નથી, જે આરંભ પરિગ્રહ છોડી દઈ, જ્ઞાન, ધ્યાન, તપ એમાં નિમગ્ન હોય તેને તપસ્વી એટલે ગુરૂ એમ કહ્યું છે. (૧૦)

### સમ્યક્ત્વના આઠ અંગ.

**इदमेवेदृशमेव तत्वं नान्यन्न चान्यथा ॥**

**इत्यकंपायसांभोवत्सन्मार्गे संशयारुचिः ॥११॥**

**અર્થ**:—તત્વ એજ અને આવું છે, બીજું અથવા બીજા પ્રકારનું નથી, એવી નિષ્કંપ (મજબુત) લોઢાના પાણી જેવી સન્માર્ગ વિષે સંશયરહિત રૂચિ હોવી તેને **નિશ્શંકિત અંગ** કહે છે. (૧૧)

**कर्मपरवशे॰शांते दुःखैरंतरितोदये ॥**
**पापबीजे सुखेनास्था श्रद्धानाकांक्षणा स्मृता ॥१२॥**

**અર્થ**:—કર્મને સ્વાધીન રેહેનારા, અંતે નાશ પામનારા, ઉદય વખતે દુઃખ મિશ્રિત હોનારા અને પાપના બીજરૂપ એવાં સુખમાં અનિત્યપણાની શ્રદ્ધા રાખવી એને **નિઃકાંક્ષિતઅંગ** કહે છે. (૧૨)

**स्वभावतोऽशुचौ काये रत्नत्रयपवित्रिते ॥**
**निर्जुगुप्सागुणप्रीतिर्मता निर्विचिकित्सिता ॥१३॥**

**અર્થ**:—શરીર એ મૂળથી અમંગળ છે પરંતુ જેણે તેને રત્નત્રયથી પવિત્ર કીધું છે તેમના ગુણોપર પ્રીતિ રાખીને તેમના શરીર વિષે ગ્લાનિ ન કરવી એને **નિર્વિચિકિત્સા** અંગ કહે છે. (૧૩)

**कापथे पथि दुःखानां कापथस्थेप्यसंमतिः ॥**
**असंपृक्तिरनुत्कीर्तिरमूढा दृष्टिरुच्यते ॥१४॥**

**અર્થ**:—દુઃખદાયક એવા ખોટા માર્ગવિષે અને ખોટા માર્ગમાં હોનારા લોકોવિષે મનથી પ્રમાણતા ન કરવી, કાયાથી પ્રશંસા ન કરવી અને મોઢેથી સ્તુતિ ન કરવી એને **અમૂઢદૃષ્ટિ** અંગ કહે છે. (૧૪)

**स्वयं शुद्धस्य मार्गस्य बालाशक्तजनाश्रयां ॥**
**वाच्यतां यत्प्रमार्जंति तद्वदंत्युपगूहनं ॥१५॥**

**અર્થ**:—સ્વયંશુદ્ધ એવા મોક્ષમાર્ગમાં અજ્ઞાની અશક્ત લોક હોવાને લીધે તે માર્ગની નિંદા થતી હોય તો તે દૂર કરવી તેને **ઉપગૂહનઅંગ** કહે છે. (૧૫)

दर्शनाच्चरणाद्वापि चलतां धर्मवत्सलैः ॥
प्रत्यवस्थापनं प्राज्ञैः स्थितीकरणमुच्यते ॥१६॥

**અર્થ:**—સમ્યક્દર્શનથી અથવા સમ્યક્ચારિત્રથી ચલાયમાન થનાર પ્રાણીઓને, ધર્મપર પ્રીતિ રાખનારા જ્ઞાની લોકોએ મદદ કરીને કાયમ રાખવા તેને **સ્થિતીકરણ**-અંગ કહે છે. (૧૬)

स्वयूथ्यान्प्रतिसद्भावसनाथापेतकैतवा ॥
प्रतिपत्तिर्यथायोग्यं वात्सल्यमभिलप्यते ॥१७॥

**અર્થ:**—આપણા ધર્મબંધુનો ખરા ભાવથી કપટ છોડીને યથાયોગ્ય સત્કાર કરવો તેને **વાત્સલ્યઅંગ** કહે. છે. (૧૭)

अज्ञानतिमिरव्याप्तिमपाकृत्य यथायथं ॥
जिनशासनमाहात्म्यप्रकाशः स्यात्प्रभावना ॥१८॥

**અર્થ**—અજ્ઞાનરૂપી વ્યાપેલા અંધકારનો નાશ કરીને બને તેટલું જૈનધર્મનું મહાત્મ્ય પ્રગટ કરવું એને **પ્રભાવનાઅંગ** કહે છે. (૧૮)

तावदंजनचौरोंगे ततोऽनंतमतिः स्मृता ॥
उद्दायनस्तृतीयेपि तुरीये रेवती मता ॥१९॥
ततो जिनेंद्रभक्तोन्यो वारिषेणस्ततः परः ॥
विष्णुश्च वज्रनामा च शेषयोर्लक्षतां गतौ ॥२०॥

**અર્થ:**—પ્રથમ **નિ:શંકિત**અંગમાં **અંજન**ચોર; બીજા **નિ:કાંક્ષિત**અંગમાં **અનંતમતિ**; ત્રીજા **નિર્વિચિકિત્સા** અંગમાં **ઉદ્દાયન**રાજા; ચોથા **અમૂઢદૃષ્ટિ**અંગમાં **રેવતી**રાણી,

પાંચમા **ઉપગૂહન** અંગમાં **જીનેંદ્રભક્ત** શેઠ; છઠ્ઠા **સ્થિતીકરણ** અંગમાં **વારિષેણ**; સાતમા **વાત્સલ્ય**અંગમાં **વિષ્ણુકુમાર**; અને આઠમા **પ્રભાવના** અંગમાં **વજ્રકુમાર**; એવી રીતે પ્રખ્યાત થયા છે. (૧૯-૨૦)

**नांगहीनमलं छेत्तुं दर्शनं जन्मसंततिं ॥**
**नहि मंत्रोक्षरन्यूनो निहंति विषवेदनां ॥२१॥**

**અર્થ**:—અંગહીન સમ્યક્દર્શન એ જન્મમરણરૂપી સંસારનો નાશ કરી શકતું નથી; જેમકે અધુરા અક્ષરના મંત્રથી વિષની વેદના મટતી નથી તેમ. (૨૧)

**ત્રણ મૂઢતા.**

**आपगासागरस्नानमुच्चयः सिकताश्मनां ॥**
**गिरिपातोग्निपातश्च लोकमूढं निगद्यते ॥२२॥**

**અર્થ**:—ગંગા, ભગીરથી, યમુના, ચંદ્રભાગા, નર્મદા ઇત્યાદિ નદીઓમાં અને સમુદ્રમાં નહાવામાં ધર્મ માનવો, રેતીના અથવા પથરાના પિંડ કરવા, પર્વતપરથી પડવું, અગ્નિમાં સતી થવું ઇત્યાદિ કૃત્યોને લોકમૂઢ કહેવાય છે. (૨૨)

**वरोपलिप्सयाशावान् रागद्वेषमलीमसाः ॥**
**देवता यदुपासीत देवतामूढमुच्यते ॥ २३ ॥**

**અર્થ**:—જે આશાવાન્ પુરૂષ કંઇ લાભ થવા માટે રાગી દ્વેષી એવા દેવતાઓની ઉપાસના કરે છે તેને દેવતામૂઢ કહેવા. ( ૨૩ )

**सग्रंथारंभहिंसानां संसारावर्तवर्तिनां ॥**
**पाखंडिनां पुरस्कारो ज्ञेयं पाखंडिमोहनं ॥२४॥**

અર્થ:—પરિગ્રહ રાખીને આરંભ હિંસા કરનારા અને સંસારના ભ્રમણમાં ભમનારા એવા પાખંડી લોકોનો સત્કાર કરવો તેને પાખંડિમૂઢ કહે છે. (૨૪)

### આઠ મદ.

ज्ञानं पूजां कुलं जातिं बलमृद्धिं तपो वपुः ॥
अष्टावाश्रित्य मानित्वं स्मयमाहुर्गतस्मयाः ॥२५॥

અર્થ:—જ્ઞાન, પૂજા, કુળ, જાતિ, બળ, ઐશ્વર્ય (પૈસો), તપ, અને શરીર એ આઠ પદાર્થોના આશ્રયથી ગર્વ કરવો તેને અષ્ટમદ કેહેવા એમ ગણુધરે કહ્યું છે. (૨૫)

स्मयेन योन्यानत्येति धर्मस्थान् गर्विताशयः ॥
सोत्येति धर्ममात्मीयं न धर्मो धार्मिकैर्विना ॥२६॥

અર્થ:—જે ગર્વિષ્ઠ માણસ બીજા ધાર્મિક માણસોનો ગર્વથી તિરસ્કાર કરે છે તે પોતાના ધર્મનો તિરસ્કાર કરે છે. કેમકે ધાર્મિક શિવાય ધર્મ નથી. (૨૬)

यदि पापनिरोधोन्यसंपदा किं प्रयोजनं ॥
अथ पापाश्रवोस्त्यन्यसंपदा किं प्रयोजनं ॥२७॥

અર્થ:—જો પાપનો નિરોધ કીધો હોત તો પછી ઐશ્વર્યાદિ બીજી સંપત્તિને પણુ શું કરવી છે? અને જો પાપનો આશ્રવ થવા લાગ્યો તો ઐશ્વર્યાદિ બીજી સંપત્તિ હોઈને પણુ શું ઉપયોગની છે? (૨૭)

### સમ્યક્‌ત્વમાહાત્મ્ય.

सम्यग्दर्शनसंपन्नमपि मातंगदेहजं ॥
देवादेवं विदुर्भस्मगूढांगारांतरौजसं ॥२८॥

**અર્થ**:—ચંડાળને પેટે જન્મ્યો છતાં પણ જો સમ્યક્‌દર્શન સંયુક્ત હોય તો તે દેવ છે એમ ગણધરાદિ સમજે છે. દાખલા તરીકે જેમ દૈવતા (અંગારો) રાખમાં ઢાંકેલો છે તોપણ તેજસ્વી છેજ, તે પ્રમાણે. (૨૮)

श्वापि देवोपि देवः श्वा जायते धर्मकिल्विषात् ॥
कापि नाम भवेदन्या संपद्धर्माच्छरीरिणां ॥२९॥

**અર્થ**:—ધર્મને યોગે કુતરો પણ દેવ થાય છે; અને પાપને યોગે દેવ પણ કુતરો થાય છે. દેહધારી જીવને ધર્મ-થી બીજી કોઇ પણ સંપ્રદાય પ્રાપ્ત થાય છે. તાત્પર્ય (મતલબ કે) ધર્મ જે છે તે ખરી સંપદા છે. (૨૯)

भयाशास्नेहलोभाच्च कुदेवागमलिंगिनां ॥
प्रणामं विनयं चैव न कुर्युः शुद्धदृष्टयः ॥३०॥

**અર્થ**—સમ્યક્‌દૃષ્ટિ પુરૂષોએ ભયથી, અથવા આશાથી અથવા સ્નેહથી અથવા લોભથી, કુદેવ, કુગુરૂ, અને કુશાસ્ત્ર એને નમસ્કાર કરવા નહીં અને તેનો સત્કાર પણ કરવો નહીં. (૩૦)

दर्शनं ज्ञानचारित्रात् साधिमानमुपाश्नुते ॥
दर्शनं कर्णधारं तन्मोक्षमार्गे प्रचक्षते ॥ ३१ ॥

**અર્થ**—જ્ઞાન અને ચારિત્ર એ બંને કરતાં સમ્યક્‌-દર્શન શ્રેષ્ઠ છે. મોક્ષમાર્ગમાં સમ્યક્‌દર્શન ખેવટિયું છે, એમ સમજવું. (૩૧)

विद्यावृत्तस्य संभूतिस्थितिवृद्धिफलोदयाः ॥
न संत्यसति सम्यक्त्वे बीजाभावे तरोरिव ॥३२॥

**અર્થ**—જેમ બી (બીયું) ન હોવાથી ઝાડની ઉત્પત્તિ, સ્થિતિ, વૃદ્ધિ અને ફળ પણ થતું નથી; તે પ્રમાણે સમ્યક્ત્વ ન હોય તો જ્ઞાન ચારિત્ર એની ઉત્પત્તિ, સ્થિતિ, વૃદ્ધિ અને ફલોદય પણ થતાં નથી. (૩૨)

**गृहस्थो मोक्षमार्गस्थो निर्मोहो नैव मोहवान् ॥**
**अनगारो गृही श्रेयान् निर्मोहो मोहिनो मुनेः ॥३३॥**

**અર્થ**—મોહ છોડેલો ગૃહસ્થ પણ મોક્ષમાર્ગમાં રહે છે, પરંતુ મોહવાન મુનિ મોક્ષમાર્ગમાં રહેતો નથી. તે ઉપરથી મોહીમુનિ કરતાં મોહરહિત ગૃહસ્થ શ્રેષ્ઠ છે એમ સમજવું. (૩૩)

**न सम्यक्त्वसमं किंचित् त्रैकाल्ये त्रिजगत्यपि ॥**
**श्रेयोश्रेयश्च मिथ्यात्वसमं नान्यत्तनूभृताम् ॥३४॥**

**અર્થઃ**—પ્રાણીમાત્રને કલ્યાણ કરનાર આ ત્રણ લોકમાં ત્રણ કાળમાં સમ્યક્ત્વ જેવો બીજો પદાર્થ નથી અને મિથ્યાત્વ જેવો અહિત કરનાર પણ બીજો પદાર્થ નથી. (૩૪)

**सम्यग्दर्शनशुद्धा नारकतिर्यङ्नपुंसकस्त्रीत्वानि ॥**
**दुष्कुलविकृताल्पायुर्दरिद्रतां च व्रजंति नाप्यव्रतिकाः ॥३५॥**

**અર્થ**—જેનું સમ્યક્દર્શન શુદ્ધ છે તે વ્રતરહિત પણ જો હોય તો તે નરકગતિ, તિર્યંચગતિ, નપુંસકપણું, સ્ત્રીપણું, અશુભ કુલમાં જન્મવું, કદરૂપું થવું, અલ્પ આયુવાળા થવું, દારિદ્રય ઇત્યાદિને પામતો નથી. (૩૫)

**ओजस्तेजोविद्यावीर्ययशोवृद्धिविजयविभवसनाथाः**
**महाकुला महार्था मानवतिलका भवंति दर्शनपूताः ॥३६॥**

**અર્થઃ**—સમ્યક્દૃષ્ટિ જીવ શક્તિવાન્, તેજસ્વી, વિદ્વાન, પરાક્રમી, કીર્તિમાન, કુટુંબવત્સલ, ચઢતા વૈભવવાળો, વિજયી, મોટો કુળવાન, ઐશ્વર્યવાન (પૈસાવાળો) અને સર્વ મનુષ્યમાં શ્રેષ્ઠતા પામનારો એવો થાય છે. ( ૩૬ )

**अष्टगुणपुष्टितुष्टा दृष्टिविशिष्टाः प्रकृष्टशोभाजुष्टाः**
**अमराप्सरसां परिषदि चिरं रमंते जिनेंद्रभक्ताः स्वर्गे ॥३७॥**

**અર્થઃ**—સમ્યક્ત્વવાળો જે જિનેન્દ્રભકત છે તે સ્વર્ગમાં દેવદેવાંગનાની સભામાં હમેશાં રમમાણ હોય છે. તે આઠ ઋદ્ધિની પુષ્ટિથી સંતુષ્ટ હોય છે અને ઉત્કૃષ્ટ શોભાયમાન હોય છે. ( ૩૭ )

**नवनिधिसप्तद्वयरत्नाधीशाः सर्वभूमिपतयश्चक्रं ॥**
**वर्तयितुं प्रभवंति स्पष्टदृशः क्षत्रमौलिशेखरचरणाः ॥३८॥**

**અર્થઃ**—સમ્યક્દૃષ્ટિ જીવ, નવનિધિ અને ચૌદ રત્નનો સ્વામી, સંપૂર્ણ પૃથ્વીનો પતિ ( માલિક ), ચક્રવર્તીનું ચક્ર ચલાવનાર એવો થાય છે. મુગટબંધ રાજા તેના પગને નમસ્કાર કરે છે. (૩૮)

**अमरासुरनरपतिभिर्यमधरपतिभिश्च नूतपादांभोजाः ॥**
**दृष्ट्वा सुनिश्चितार्था वृषचक्रधरा भवंति लोकशरण्याः॥३९॥**

**અર્થઃ**—જે તીર્થંકરના ચરણકમળને સ્વર્ગવાસી દેવ, પાતાળવાસી અસુર, ભૂમિગોચર ચક્રવર્તી અને ગણધરદેવ એ નામસ્કાર કરે છે, જેને સર્વ લોક શરણ હોઇને જેણે પદાર્થોનો નિશ્ચય કીધો છે એવું તીર્થંકરપદ સમ્યક્દર્શનથી પ્રાપ્ત થાય છે. ( ૩૯ )

**शिवमजरमरुजमक्षयमव्याबाधं विशोकभयशंकं ॥**

**काष्ठागतसुखविद्याविभवं विमलं भजंति दर्शनशरणाः ॥४०॥**

**અર્થ**—સમ્યક્દૃષ્ટી જીવોને રોગરહિત, જરારહિત, નાશરહિત, બાધારહિત, શોકરહિત, નિર્ભય, નિઃશંક, નિર્મલ અનંતસુખ અને અનંતજ્ઞાનરૂપી વૈભવયુક્ત મોક્ષ પ્રાપ્ત થાય છે (મળે છે.) (૪૦)

**देवेंद्रचक्रमहिमानममेयमानं राजेंद्रचक्रमवनींद्रशिरोर्चनीयं ।**

**धर्मेंद्रचक्रमधरीकृतसर्वलोकं लब्ध्वा शिवं च जिनभक्तिरुपैति भव्यः ॥४१॥**

**અર્થ**--જીનભકિતમાં તત્પર એવા ભવ્ય જીવ ઇંદ્ર-પદનો અગણ્ય વૈભવ પામીને પૃથ્વીપતીને વંદ્ય એવી રાજ્ય-વિભૂતિ ભોગવીને, સંપૂર્ણ શ્રેષ્ઠ એવું તીર્થંકરપદ પામીને મોક્ષે જાય છે. (૪૧)

આ પ્રમાણે શ્રી સમંતભદ્રસ્વામીએ રચેલાં રત્નકરંડ-શ્રાવકાચારમાંનો સમ્યગ્દર્શન નામનો પેહેલો અધિકાર સમાપ્ત થયો.

---

## સમ્યગ્જ્ઞાન લક્ષણ.

**अन्यूनमनतिरिक्तं याथातथ्यं विना च विपरीतात् ॥**

**निस्संदेहं वेद यदाहुस्तज्ज्ञानमागमिनः ॥ ४२ ॥**

**અર્થઃ**—ઓછું, વધતું અને ઉલટું ન હોઇને, સંશય-રહિત જેવું હોય તેવું જાણવું એને સર્વજ્ઞાનીએ જ્ઞાન એમ કહ્યું છે. (૪૨)

प्रथमानुयोगमर्थाख्यानं चरितं पुराणमपि पुण्यं ॥
बोधिसमाधिनिधानं बोधति बोधः समीचीनः ॥४३॥

**અર્થ:**—જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવાં ચાર પુરૂષાર્થના વ્યાખ્યાન હોઇને ત્રેશઠ શલાકા પુરૂષનાં પુરાણો અને એકેકનાં ચરિત્રો હોય અને જે સાંભળવાથી પુણ્ય ઉત્પન્ન થાય છે, જે રત્નત્રય અને સમાધિ એનું સ્થાન છે, તેને સમ્યક્જ્ઞાને પ્રથમાનુયોગ એવું જાણ્યું છે. (૪૩)

लोकालोकविभक्तेर्युगपरिवृत्तेश्चतुर्गतीनां च ॥
आदर्शमिव तथामतिरवैति करणानुयोगं च ॥४४॥

**અર્થ:**—જેમાં લોક, અલોક એનું ભેદરૂપથી વર્ણન છે, ઉત્સર્પિણી, અવસર્પિણી એવાં કાલનાં પરિવર્તનનું અને ચાર ગતિના પરિવતનનું આરસી જેવું સ્પષ્ટ વણન છે, તેને જ્ઞાનથી કરણાનુયોગ એમ જાણ્યું છે. (૪૪)

गृहमेध्यनगाराणां चारित्रोत्पत्तिवृद्धिरक्षांगं ॥
चरणानुयोगसमयं सम्यग्ज्ञानं विजानाति ॥ ४५ ॥

**અર્થ:**—જેમાં ગૃહસ્થ અને મુનિઓના આચરણની ઉત્પત્તિ, વૃદ્ધિ અને રક્ષણના કારણનું વર્ણન કરેલું છે તેને ચરણાનુયોગનું શાસ્ત્ર હોય એમ સમ્યક્જ્ઞાન સમજે છે. (૪૫)

जीवाजीवसुतत्त्वे पुण्यापुण्ये च बंधमोक्षौ च ॥
द्रव्यानुयोगदीपः श्रुतविद्यालोकमातनुते ॥ ४६ ॥

**અર્થ:**—દ્રવ્યાનુયોગરૂપી દીવો જીવ, અને અજીવ એ ઉત્તમ તત્વમાં તેમજ પુણ્ય અને પાપ, બંધ અને મોક્ષમાં જ્ઞાનને પ્રકાશ વધારે છે. (૪૬)

આપ્રમાણે શ્રીસમંતભદ્રસ્વામીએ રચેલા રત્નકારંડશ્રાવકાચારમાંનો સમ્યક્જ્ઞાન વર્ણન નામે બીજો અધિકાર સમાપ્ત થયો.

---

## સમ્યક્ત્વચારિત્ર વર્ણન.

**मोहतिमिरापहरणे दर्शनलाभादवाप्तसंज्ञानः ॥**
**रागद्वेषनिवृत्त्यै चरणं प्रतिपद्यते साधुः ॥४७॥**

**અર્થ:**—જે ભવ્ય જીવને મોહરૂપી અન્ધકારનો નાશ થયાથી સમ્યક્દર્શનનો લાભ થયો છે તે વખતે તેનું જ્ઞાન પણ સમ્યક્ત્વપણાને પામે છે. પછી તે રાગદ્વેષ દૂર કરવા માટે ચારિત્રનો અંગિકાર કરે છે. (૪૭)

**रागद्वेषनिवृत्तेर्हिंसादिनिवर्तना कृता भवति ॥**
**अनपेक्षितार्थवृत्तिः कः पुरुषः सेवते नृपतीन् ॥४८॥**

**અર્થ:**—રાગ દ્વેષ મટી ગયા એટલે હિંસાદિ પાંચ પાપનો પૂર્ણપણે અભાવ થાય છે. દાખલા તરીકે જેને પૈસાની ઇચ્છા નથી એવો કયો પુરૂષ રાજાની સેવા કરશે? (૪૮)

**हिंसानृतचौर्येभ्यो मैथुनसेवापरिग्रहाभ्यां च ॥**
**पापप्रणालिकाभ्यो विरतिः संज्ञस्य चारित्रं ॥४९॥**

**અર્થ:**—હિંસા, જૂઠાણું, ચોરી, મૈથુન, અને પરિગ્રહ એ પાપ આવવાના રસ્તા છે, એનો સમ્યક્જ્ઞાની પુરૂષોએ ત્યાગ કરવો તેને ચારિત્ર કહે છે. (૪૯)

**सकलं विकलं चरणं तत्सकलं सर्वसंगविरतानां ॥**
**अनगाराणां विकलं सागाराणां ससंगानां ॥५०॥**

**અર્થ**:—ચારિત્રના બે ભેદ છે—એક સકલચારિત્ર, અને બીજું વિકલચારિત્ર. સકલચારિત્ર સંપૂર્ણ પરિગ્રહ છોડનારા મુનિને થાય છે અને વિકલચારિત્ર એ પરિગ્રહધારી ગૃહસ્થી શ્રાવકને થાય છે. (૫૦)

**गृहिणां त्रेधा तिष्ठत्युणुगुणशिक्षाव्रतात्मकं चरणं ॥**
**पंचत्रिचतुर्भेदं त्रयं यथासंख्यमाख्यातं ॥५१॥**

**અર્થ**:—ગૃહસ્થના ચારિત્રના ત્રણ ભેદ છે—અણુવ્રત, ગુણવ્રત, અને શિક્ષાવ્રત. અણુવ્રતના પાંચ ભેદ, ગુણવ્રતના ત્રણ ભેદ અને શિક્ષાવ્રતના ચાર ભેદ મળી બાર ભેદ થાય છે. (૫૧)

### અણુવ્રતલક્ષણ

**प्राणातिपातवितथव्याहारस्तेयकाममूर्छेभ्यः ॥**
**स्थूलेभ्यः पापेभ्यो व्युपरमणमणुव्रतं भवति ॥५२॥**

**અર્થ**:—હિંસા, જુઠાણું, ચોરી, મૈથુન, અને પરિગ્રહ એ પાતકોનો સ્થુલપણે ત્યાગ કરવો એને અણુવ્રત કહે છે. (૫૨)

**संकल्पात्कृतकारितमननाद्योगत्रयस्य चरसत्वान् ॥**
**न हिनस्ति यत्तदाहुः स्थूलवधाद्विरमणं निपुणाः॥५३॥**

**અર્થ**:—મન, વચન, કાયા એમ ત્રણ યોગના સંકલ્પથી અને કૃત કારિત અનુમોદનથી ત્રસ જીવને ન મારવા, એને સ્થુલહિંસાત્યાગ એમ નિપુણ પુરૂષો કહે છે. (૫૩)

छेदनबंधनपीडनमतिभारारोपणं व्यताचाराः ॥
आहारवारणापि च स्थूलवधाद्व्युपरतेः पंच ॥५४॥

**અર્થ**—શરીરના અવયવો તોડવાં, કોઈને અટકાવમાં રાખવું, નેતરથી અથવા ચાબકા વગેરેથી મારવું, મર્યાદાથી વધારે બોજો લાદવો, અને ખાવા પિવાનો પ્રતિબંધ કરવો તેને સ્થુલ હિંસાત્યાગના પાંચ અતિચાર કહે છે. (૫૪)

स्थूलमलीकं न वदति न परान् वादयति सत्यमपि विपदे ॥
यत्तद्वदंति संतः स्थूलमृषावादवैरमणं ॥ ५५ ॥

**અર્થ**:—સ્થુલ અસત્ય પોતે બોલતો નથી, અને બીજા પાસે બોલાવતો નથી. તેમજ જે સત્ય ભાષણથી બીજાને સંકટ થાય એવું સત્ય ભાષણ પણ પોતે બોલતો નથી તેમજ બીજા પાસે બોલાવતો નથી એને સાધુ લોક સ્થુલ અસત્ય ભાષણત્યાગ કહે છે. (૫૫)

परिवादरहोभ्याख्यापैशून्यं कूटलेखकरणं च ॥
न्यासापहारतापि च व्यतिक्रमाः पंच सत्यस्य ॥५६॥

**અર્થ**:—મિથ્યા ઉપદેશ કરવો, છાની વાત જાહેર કરવી, ચાડી કરવી, ખોટું જોડીને લખવું અને કોઇએ મુકેલું દ્રવ્ય ભૂલથી ઓછું માગ્યાથી તેટલું તેને ઓછું કેહેવું એવા પાંચ સત્યવ્રતના આતિચાર છે. (૫૬)

निहितं वा पतितं वा सुविस्मृतं वा परस्वमविसृष्टं ॥
न हरति यन्न च दत्ते तदकृशचौर्यादुपारमणं ॥५७॥

**અર્થ**—રાખેલું, પડેલું, ભુલાયલું, એવું ન આપેલું પર દ્રવ્ય લેવું નહી અથવા બીજાને આપવું નહી તેને સ્થુલ-ચોરીનો ત્યાગ એમ છે. (૫૭)

**चौरप्रयोगचौरार्थादानविलोपसदृशसन्मिश्राः ॥**
**हीनाधिकविनिमानं पंचास्तेये व्यतीचाराः ॥५८॥**

**અર્થ**—બીજાને ચોરીના કામમાં પ્રેરણા ( ઉશ્કેરણી ) કરવી, ચોરીનો માલ લેવો, નીતિ વિરૂદ્ધ અને રાજાના કાયદા વિરૂદ્ધ ચાલવું, ભારે કિંમતની વસ્તુમાં હલકી કિંમતની વસ્તુ મેળવી વ્યવહાર ચલાવવો, ઓછા અથવા ભારે કાટલાંથી અથવા ઓછા અથવા વધારે માપથી દેણલેણ કરવું, એ પાંચ અચૌર્યવ્રતના અતિચાર છે. ( ૫૮ )

**न तु परदारान गच्छति न परान गमयति च पापभीतेर्यन ॥**
**सा परदारनिवृत्तिः स्वदारसंतोषनामापि ॥ ५९ ॥**

**અર્થઃ**—પાપની ધાસ્તીથી જે પરસ્ત્રી ભોગવતો નથી અથવા બીજા પાસે ભોગવાવતો નથી તેને પરસ્ત્રી ત્યાગ અણુવ્રત પ્રાપ્ત થાય છે, એને સ્વસ્ત્રી સંતોષ નામે અણુવ્રત પણ કહે છે. ( ૫૯ )

**अन्यविवाहाकरणानंगक्रीडाविटत्वविपुलतृषः ॥**
**इत्वारिकागमनं चास्मरस्य पंच व्यतीचाराः ॥६०॥**

**અર્થઃ**—બીજાના લગ્ન કરવાં, કામ વિષયની ઇંદ્રિય સિવાય બીજે ઠેકાણે ક્રીડા કરવી, બિભત્સ બોલવું અથવા ક્રિયા કરવી, કામ સેવનાની અતિશય તૃષ્ણા રાખવી અને વ્યભિચારિણીની સોબત રાખવી એ પાંચ અતિચાર બ્રહ્મચર્ય અણુવ્રતના છે. ( ૬૦ )

**धनधान्यादिग्रंथं परिमाय ततोधिकेषु निस्पृहता ॥**
**परिमितपरिग्रहः स्यादिच्छापरिमाणनामापि ॥६१॥**

**અર્થ:**—ધન, ધાન્ય વગેરે પરિગ્રહની મર્યાદા કરીને તેથી વધારેની ઇચ્છા ન રાખવી, એ પરિગ્રહપ્રમાણ અણુવ્રત છે. એને ઇચ્છા પરિમાણ પણ કહે છે. ( ૬૧ )

**अतिवाहनातिसंग्रहविस्मयलोभातिभारवहनानि ॥**
**परिमितपरिग्रहस्य च विक्षेपाः पंच कथ्यंते ॥६२॥**

**અર્થ:**—લોભથી શક્તિ કરતાં વધારે ચલાવવું, નકામી વસ્તુનો સંગ્રહ કરવો, બીજા પાસે વધારે પરિગ્રહ જોઈ આશ્ચર્ય પામવું, મળેલા નફા કરતાં વધારે લોભ કરવો, અને લોભથી વાજબીથી નકામો બોજો લાદવો, એ પાંચ અતિચાર પરિગ્રહ પ્રમાણ અણુવ્રતના કહ્યા છે. ( ૬૨ )

**અણુવ્રતનું ફળ.**

**पंचाणुव्रतनिधयो निरतिक्रमणाः फलंति सुरलोकं ॥**
**यत्रावधिरष्टगुणाः दिव्यशरीरं च लभ्यंते ॥६३॥**

**અર્થ**—અતિચાર રહિત પાંચ અણુવ્રત ધારણ કરનારને સ્વર્ગલોકનું ફળ પ્રાપ્ત થાય છે. જ્યાં સ્વર્ગમાં અવધિજ્ઞાન, અણિમા મહિમાદિ આઠ ગુણ, અને સપ્ત ધાતુરહિત દિવ્ય શરીર એ પ્રાપ્ત થાય છે. ( ૬૩ )

**मातंगो धनदेवश्च वारिषेणस्ततः परः ॥**
**नीली जयश्च संप्राप्ताः पूजातिशयमुत्तमं ॥ ६४ ॥**

**અર્થ**—અહિંસા અણુવ્રતથી **યમપાલ** ચંડાલ, સત્યથી **ધનદેવ**, અચોર્યથી **વારિષેણ રાજપુત્ર**, બ્રહ્મચર્યથી **નીલી** અને પરિગ્રહ પ્રમાણથી **જયકુમાર** એમનો ઉત્તમ પૂજા સત્કાર થયો છે. ( ૬૪ )

**धनश्रीसत्यघोषौ च तापसारक्षकावपि ॥**
**उपाख्येयास्तथा श्मश्रूनवनीतो यथाक्रमं ॥ ६५ ॥**

**અર્થ**—હિંસાના પાતકથી **ધનશ્રી**, જુઠાઇથી **સત્યઘોષ**, ચોરીના તાપથી **તાપસીચોર**, પરસ્ત્રી સેવનથી **કોટવાળ** અને પરિગ્રહની તૃષ્ણાથી **શ્મશ્રુનવનીત** એવા પ્રખ્યાત થયાં છે. ( ૬૫ )

### શ્રાવકના આઠ મૂળગુણ.

**मद्यमांसमधुत्यागैः सहाणुव्रतपंचकं ॥**

**अष्टौ मूलगुणानाहुर्गृहिणां श्रमणोत्तमाः ॥ ६६ ॥**

**અર્થ**:—દારૂ, માંસ અને મધ એ ત્રણનો ત્યાગ કરવો અને પાંચ અણુવ્રત પાળવાં મળીને આ શ્રાવકોનાં આઠ મૂળગુણ છે એમ ગણધરે કહ્યું. ( ૬૬ )

આ પ્રમાણે શ્રી સમંતભદ્રસ્વામીએ રચેલા રત્નકરંડ શ્રાવકાચારમાંનો અણુવ્રતમાંનો ત્રીજો ભાગ સમાપ્ત થયો.

---

### ત્રણ ગુણવ્રત.

**दिग्व्रतमनर्थदंडव्रतं च भोगोपभोगपरिमाणं ॥**

**अनुबृंहणाद्गुणानामाख्यांति गुणव्रतान्यार्याः ॥६७॥**

**અર્થ**:—મૂળગુણની વૃદ્ધિ થાય તે માટે આચાર્યોએ દિગ્વ્રત, અનર્થ દંડ, અને ભોગોપભોગ પરિમાણ એવાં ત્રણ ગુણવ્રત કહ્યાં છે. ( ૬૭ )

**दिग्वलयं परिगणितं कृत्वाऽतोहं वहिर्न यास्यामि ॥**

**इति संकल्पो दिग्व्रतमामृत्यणु पापविनिवृत्त्यै ॥६८॥**

**અર્થ**:—સૂક્ષ્મ પાપના નિવારણ માટે દશ દિશામાં ફેલાણી દિશાએ આટલી લંબાઈની બહાર નહીં જઇશ એવો સંકલ્પ જન્મ સુધીનો કરવો તેને દિગ્વ્રત કહે છે. ( ૬૮ )

**मकराकरसरिदटवीगिरिजनपदयोजनानि मर्यादाः ॥**
**प्राहुर्दिशां दशानां प्रतिसंहारे प्रसिद्धानि ॥ ६९ ॥**

**અર્થ**:—સમુદ્ર, નદી, વન, પર્વત, દેશ અને યોજન એને લોક પ્રસિદ્ધ મર્યાદા કહે છે. દશ દિશાનું પ્રમાણ કરતી વખતે આ ખુણાની બહાર અથવા ફલાણા યોજનની બહાર જઈશ નહીં એવું પ્રમાણ કરવું (૬૯)

**अवधेर्बहिरणुपापं प्रतिविरतेर्दिग्व्रतानि धारयताम् ॥**
**पंचमहाव्रतपरिणतिमणुव्रतानि प्रपद्यंते ॥ ७० ॥**

**અર્થ**:—દિગ્વ્રત ધારણ કરનારને મર્યાદા કીધેલાં પ્રદેશ બહારનાં સૂક્ષ્મ પાપ લાગતાં નથી; એટલે તેનાં અણુવ્રત પાંચ મહાવ્રતના ભાવને પ્રાપ્ત થાય છે. ( ૭૦ )

**प्रत्याख्यानतनुत्वान्मंदतराश्चरणमोहपरिणामाः ॥**
**सत्वेन दुरवधारा महाव्रताय प्रकल्प्यंते ॥ ७१ ॥**

**અર્થ**:—દિગ્વ્રત પાળનારાના પ્રત્યાખ્યાનાવરણીય કર્મના મંદ ઉદય થવાને લીધે ચારિત્ર મોહનીયનાં પરિણામ અતિશય મંદ થાય છે તે અસ્તિત્વમાં છે તથાપિ તેનું અસ્તિત્વ મોટા કષ્ટથી જણાય છે માટે એને મહાવ્રતની કલ્પના ઉપચારનયથી કીધી છે. ( ૭૧ )

**पंचानां पापानां हिंसादीनां मनोवचनकायैः ॥**
**कृतकारितानुमोदैस्त्यागस्तु महाव्रतं महतां ॥ ७२ ॥**

**અર્થ**:—હિંસા, જુઠાણું, ચોરી, મૈથુન અને પરિગ્રહ એવાં પાંચ પાતકોનો મન વચન કાયથી ને કૃત કારીત અનુમોદના એમ નવ ભેદથી ત્યાગ કરવો એ મહંત પુરૂષોનાં મહાવ્રત છે. ( ૭૨ )

ऊर्ध्वाधस्तात्तिर्यग्व्यतिपाताः क्षेत्रवृद्धिरवधीनां ॥
विस्मरणं दिग्विरतेरत्याशाः पंच मन्यंते ॥ ७३ ॥

**અર્થ:**—અજ્ઞાનથી અથવા પ્રમાદ (ભૂલ) થી કીધેલી મર્યાદા કરતાં ઉંચી દિશાએ વધારે ચઢવું, ઊંડી દિશાએ વધારે ઉતરવું, વાંકી દિશાએ વધારે જવું, અજ્ઞાનથી અથવા પ્રમાદથી કીધેલી મર્યાદા વધારવી, અને કીધેલી મર્યાદા વિસરવી (ભૂલી જવી) એ પાંચ દિગ્વ્રતના અતિચાર સમજવા. (૭૩)

अभ्यंतरं दिगवधेरपार्थकेभ्यः सपापयोगेभ्यः ॥
विरमणमनर्थदंडव्रतं विदुर्व्रतधराग्रण्यः ॥ ७४ ॥

**અર્થ:**—આપણે દિશાની મર્યાદા જે કીધી હોય તેની અંદર વગર કારણે મન, વચન, કાયાથી થતાં પાતકનો ત્યાગ કરવો એને ગણધરદેવ અનર્થદંડવ્રત સમજે છે. (૭૪)

पापोपदेशहिंसादानापध्यानदुःश्रुतीः पंच ॥
प्राहुः प्रमादचर्यामनर्थदंडानदंडधराः ॥ ७५ ॥

**અર્થ:**—પાપોપદેશ, હિંસાદાન, અપધ્યાન, દુઃશ્રુતિ, અને પ્રમાદચર્યા એમ અનર્થ દંડના પાંચ ભેદ ગણધરદેવે કહ્યા છે. (૭૫)

तिर्यक्क्लेशवणिज्याहिंसारंभप्रलंभनादीनां ॥
कथाप्रसंगः प्रसवः स्मर्तव्यः पाप उपदेशः ॥ ७६ ॥

**અર્થ:**—પશુ, પંખિ આદિઓને દુઃખ ઉત્પન્ન થાય એવા વ્યાપારનો ઉપદેશ કરવો, જેથી હિંસા અને આરંભ ઉત્પન્ન થાય એવો ઉપદેશ કરવો, કપટનો અને ફસાવવાનો ઉપદેશ કરવો વગેરેને પાપોપદેશ નામે અનર્થદંડ કહે છે. (૭૬)

**परशुकृपाणखनित्रज्वलनायुधशृंगिशृङ्खलादीनां ॥**
**वधहेतूनां दानं हिंसादानं ब्रुवंति बुधाः ॥ ७७ ॥**

**અર્થ**:—કુહાડી, તરવાર, કોદાળી, અગ્નિ, હથીયાર, ઝેર, બેડી ઇત્યાદિ પ્રાણ હરણ થાય એવી વસ્તુઓનું દાન આપવું તેને હિંસાદાન ગણધરાદિ દેવે કહ્યું છે. (૭૭)

**बंधवधच्छेदादेर्द्वेषाद्रागाच्च परकलत्रादेः ॥**
**आध्यानमपध्यानं शासति जिनशासने विशदाः ॥७८॥**

**અર્થ**:—કોઈ પણ પ્રાણીને દ્વેષબુદ્ધિથી બંધનમાં નાંખવાવિષે, મારવાવિષે, અથવા તેના અવયવ તોડવાવિષે ચિંતવન કરવું, અને કામબુદ્ધિથી પરસ્ત્રી વગેરેનું ચિંતવન કરવું એને જૈનધર્મમાંના વિદ્વાનોએ અપધ્યાન કહ્યું છે. (૭૮)

**आरंभसंगसाहसमिथ्यात्वद्वेषरागमदमदनैः ॥**
**चेतः कलुषयतां श्रुतिरवधीनां दुःश्रुतिर्भवति ।७९॥**

**અર્થ**:—આરંભ, પરિગ્રહ, સાહસ, મિથ્યાત્વ, વેર, આસક્તિ, અને કામવિકાર, એનું વર્ણન મનને બગાડનાર છે, તેથી એવા વર્ણનનું પુસ્તક સાંભળવું એને દુઃશ્રુતિ કહે છે. (૭૯)

**क्षितिसलिलदहनपवनारंभं विफलं वनस्पतिच्छेदं ॥**
**सरणं सारणमपि च प्रमादचर्यां प्रभाषंते ॥ ८० ॥**

**અર્થ**:—વગરકારણે જમીન ખોદવી, પાણી ઢોળવું, અગ્નિ સળગાવવો, પવન નાખવો, વનસ્પતિ તોડવી, પોતે જવું બીજાને મોકલવું એ કૃત્યોને પ્રમાદચર્યા કહે છે. (૮૦)

**कंदर्पं कौत्कुच्यं मौखर्यमतिप्रसाधनं पंच ॥**
**असमीक्ष्य चाधिकरणं व्यतीतयोनर्थदंडकृद्विरतेः॥८१॥**

**અર્થ:**—વગર કારણે બિભત્સ બોલવું, બિભત્સ ક્રિયા કરવી, બકબક કરવું, ઉપભોગની સામગ્રી વધારવી, કામને અજમાયશ ન કરતાં વધારે કરવો એ પાંચ અતિચાર અનર્થદંડ વ્રતના છે. (૮૧)

**अक्षार्थानां परिसंख्यानं भोगोपभोगपरिमाणं ॥**
**अर्थवतामप्यवधौ रागरतीनां तनूकृतये ॥ ८२ ॥**

**અર્થ:**—પરિગ્રહનું જે પ્રમાણ કીધું હોય તેમાં પણ લાલસા ઓછી થવા માટેજ પ્રયોજનભૂત પણ ઇંદ્રિયોના વિષયોની મર્યાદા કરવી એને ભોગોપભોગ પરિમાણવ્રત કહે છે. (૮૨)

**भुक्त्वा परिहर्तव्यो भोगो भुक्त्वा पुनश्च भोक्तव्यः ॥**
**उपभोगोशनवसनप्रभृतिः पंचेंद्रियो विषयः ॥ ८३ ॥**

**અર્થ:**—જે પંચેન્દ્રિય વિષયોની વસ્તુ એક વખત ભોગવેલી પછી ભોગવાય નહીં એવી અન્ન, પુષ્પ, ગંધ ઇત્યાદિ ચીજોને ભોગ કહે છે, અને ફરી ફરીથી ભોગવાય એવી વસ્તુ જેવી કે, વસ્ત્ર દાગીના, ઘર, વાહન, ઇત્યાદિને ઉપભોગ કહે છે. (૮૩)

**त्रसहतिपरिहरणार्थं क्षौद्रं पिशितं प्रमादपरिहृतये ॥**
**मद्यं च वर्जनीयं जिनचरणौ शरणमुपयातैः ॥ ८४ ॥**

**અર્થ:**—જિનેશ્વરને ચરણે શરણ હોય તે લોકોએ ત્રસ જીવોનો ઘાત થાય નહીં માટે મધ અને માંસનો ત્યાગ કરવો. અને પ્રમાદ થાય નહી તેથી દારૂનો ત્યાગ કરવો. (૮૪)

**अल्पफलबहुविघातान्मूलकमार्द्राणि शृंगवेराणि ॥**
**नवनीतनिंबकुसुमं कैतकमित्येवमवहेयं ॥ ८५ ॥**

**અર્થ:**—જેથી ફળ થોડું થાય અને ઘાત વધારે થાય એવાં-કંદમૂળ, આદુ, લુણી, નીંબનાં ફુલ, કેતકીનાં ફુલ વગેરે ખાવાં નહીં. ( ૮૫ )

**यदनिष्टं तद्व्रतयेद्यच्चानुपसेव्यमेतदपि जह्यात् ॥**
**अभिसंधिकृता विरतिर्विषयाद्योग्याद्व्रतं भवति ॥८६॥**

**અર્થ:**—જે ( ચીજ ) આપણી પ્રકૃતિને માફક ન આવે તેનો ત્યાગ કરવો, તેમજ જે પદાર્થ સેવન કરવા અયોગ્ય હોય તેનો પણ ત્યાગ કરવો. યોગ્ય વિષયથી દૂર રહેવાની અભિપ્રાય પૂર્વક પ્રતિજ્ઞા કરવી એટલે વ્રત થાય. ( ૮૬ )

**नियमो यमश्च विहितौ द्वेधा भोगोपभोगसंहारात् ॥**
**नियमः परिमितकालो यावज्जीवं यमो ध्रियते ॥८७॥**

**અર્થ:**—ભોગોપભોગના પ્રમાણમાં બે ભેદ કીધાં છે-એક નિયમ અને બીજો યમ. કાળનું પ્રમાણ બાંધી નેમ લેવો તેને નિયમ કહે છે. અને જન્મભર સુધી ( મરે ત્યાં સુધી ) નેમ લેવો તેને યમ કહે છે. ( ૮૭ )

**भोजनवाहनशयनस्नानपवित्रांगरागकुसुमेषु ॥**
**तांबूलवसनभूषणमन्मथसंगीतगीतेषु ॥ ८८ ॥**
**अद्य दिवा रजनी वा पक्षो मासस्तथर्तुरयनं वा ॥**
**इति कालपरिच्छित्त्या प्रत्याख्यानं भवेन्नियमः ॥८९॥**

**અર્થ:**—ભોજન, વાહન, શયન, સ્નાન (નહાવું), સુગંધ લેપન, પુષ્પ, તાંબુલ, વસ્ત્ર, અલંકાર, કામભોગ, નૃત્ય (નાચ), ગાવું, વગાડવું વિગેરે કરવા વિષે, આજ એક દિવસ, અથવા એક રાત્ર અથવા પંદરવાડીયું (પખવાડીયું), મહિનો, બે મહિના, છ મહિના, એમ કાળનું પ્રમાણ કરીને ત્યાગ કરવો તેને નિયમ કહે છે. ( ૮૮-૮૯ )

**विमयविषतोनुपेक्षानुस्मृतिरतिलौल्यमातितृषानुभवौ ॥**
**भोगोपभोगपरिमा व्यतिक्रमाः पंच कथ्यंते ॥ ९० ॥**

વિષયરૂપ વિષનો આદર હોવો, પૂર્વે ભોગવેલા વિષયની ચાહ કરવી, વિષય ભોગવતાં અત્યંત આસક્ત થવું, આગળ વિષયભોગ વિષે અતિ તૃષ્ણા રાખવી, વિષય ભોગવતા ન હોય તે વખતે તે ભોગવું છું એવું મનમાં લાવવું, એવા પાંચ અતિચાર ભોગોપભોગ પરિમાણ ગુણવ્રતના કહ્યા છે. ( ૯૦ )

આ પ્રમાણે શ્રી સમંતભદ્રસ્વામીએ રચેલા રત્નકરંડ શ્રાવકાચારમાંનો ગુણવ્રત નામનો ચોથો ભાગ સમાપ્ત થયો.



## ચાર શિક્ષાવ્રત.

**देशावकाशिकं वा सामयिकं प्रोषधोपवासो वा ॥**
**वैय्यावृत्त्यं शिक्षाव्रतानि चत्वारि शिष्टानि ॥ ९१ ॥**

**અર્થ:**—દેશાવકાશિક, સામાયિક, પ્રોષધોપવાસ અને વૈયાવ્રત એમ ચાર શિક્ષાવ્રત કહ્યાં છે. ( ૯૧ )

**देशावकाशिकं स्यात्कालपरिच्छेदनेन देशस्य ॥**
**प्रत्यहमणुव्रतानां प्रतिसंहारो विशालस्य ॥ ९२ ॥**

**અર્થ:**—અણુવ્રત ધારણ કરનારાએ દરરોજ કાળની મર્યાદા કરીને મોટા પ્રદેશ ઘટાડતાં જવું એ દેશાવકાશિક વ્રત હોય છે. ( ૯૨ )

**गृहहारिग्रामाणां क्षेत्रनदीदावयोजनानां च ॥**
**देशावकाशिकस्य स्मरंति सीम्नां तपोवृद्धाः ॥ ९३ ॥**

**અર્થ:**—ઘર, કટક, ગામ, ક્ષેત્ર, નદી, વન અને યોજન એવી દેશાવકાશિક વ્રતની મર્યાદા તપસ્વીઓએ કહી છે. (૯૩)

**संवत्सरमृतुरयनं मासचतुर्मासपक्षमृक्षं च ॥**
**देशावकाशिकस्य प्राहुः कालावधिं प्राज्ञाः ॥ ९४ ॥**

**અર્થ**:—વર્ષ, રૂતુ, અયન, મહિનો, ચાર મહિના, પંદરવાડીઉં, સૂર્યનક્ષત્ર, અથવા દિવસનક્ષત્ર એમ દેશાવકાશિક વ્રતના કાળનું પ્રમાણ કરવું, એમ જ્ઞાનીઓએ કહ્યું છે. (૯૪)

**सीमांतानां परतः स्थूलेतरपंचपापसंत्यागात् ॥**
**देशावकाशिकेन च महाव्रतानि प्रसाध्यंते ॥ ९५ ॥**

**અર્થ**:—દેશાવકાશિકવ્રત ધારણ કરનારાએ જે મર્યાદા કીધી હોય તેની બહારના સૂક્ષ્મ પાંચ પાપનો ત્યાગ થયાને લીધે તેના અણુવ્રતો પણ મહાવ્રતપણું પામે છે. ( ૯૫ )

**प्रेषणशब्दानयनं रूपाभिव्यक्तिपुद्गलक्षेपौ ॥**
**देशावकाशिकस्य व्यपदिश्यंतेऽत्ययाः पंच ॥ ९६ ॥**

**અર્થ**:—મર્યાદા કરેલા પ્રદેશ બહાર કોઈને મોકલવો, કોઈ જતું હોય તેને શબ્દથી સમજાવવું, અમુક વસ્તુ ત્યાંથી લાવજો એવું કેહેવું, અમુક વસ્તુ ત્યાં લાવવા સારૂ શરીર દેખાડવું અને બહારનાં પ્રદેશમાં પથર ફેંકવા, એવા પાંચ અતિચાર દેશાવકાશિકવ્રતના કહ્યાં છે. ( ૯૬ )

**आसमयमुक्तिमुक्तं पंचाघानामशेषभावेन ॥**
**सर्वत्र च सामयिकाः सामायिकं नाम शंसंति ॥९७॥**

**અર્થ**:—આગલા શ્લોકમાં સમયનું લક્ષણ લખ્યું છે તે સમય પુરો થાય ત્યાંસુધી કાળની મર્યાદા કરી પંચ પાતકનો સર્વ ઠેકાણે સંપૂર્ણપણે ત્યાગ કરવો એને સામાયિકને જાણવાવાળા ગણધરાદિ દેવે સામાયિક એમ કહ્યું છે. (૯૭)

**मूर्धरुहमुष्टिवासो बंधं पर्यंकबंधनं चापि ॥**
**स्थानमुपवेशनं वा समयं जानंति समयज्ञाः ॥९८॥**

**અર્થઃ**—સામાયિક કરનારાએ પોતાના વાળ છુટા હોય તો બાંધવા, હાથપર હાથ રાખી મુષ્ટિબંધન કરવું, વસ્ત્ર છુટાં હોય તો તેને ગાંઠ વાળવી, બેઠકથી અથવા ઉભા રહીને કાયોત્સર્ગ આસન કરવું, અથવા સામાન્યપણે બેઠકનું આસન કરવું એ સામાયિકનાં ચિહ્ન છે એમ શાસ્ત્રકારો સમજે છે. ( ૯૮ )

**एकांते सामयिकं निर्व्याक्षेपे वनेषु वास्तुषु च ॥**
**चैत्यालयेषु वापि च परिचेतव्यं प्रसन्नधिया ॥९९॥**

**અર્થઃ**—સામાયિક કરવું તે એકાંત ઠેકાણે, નિરૂપદ્રવ સ્થળે, વનમાં, ઘરમાં, દેહેરામાં વગેરે એવે કોઈ ઠેકાણે પ્રસન્ન મનથી સામાયિક વધારવું. ( ૯૯ )

**व्यापारवैमनस्याद्विनिवृत्त्यामंतरात्मविनिवृत्त्या ॥**
**सामयिकं बध्नीयादुपवासे चैकभुक्ते वा ॥ १०० ॥**

**અર્થઃ**—શરીરની હાલચાલ, અને મનની વ્યગ્રતા બંધ કરીને અંતઃકરણનો વિકલ્પ છોડીને ઉપવાસને દહાડે અથવા એકાસણાને દહાડે સામાયિક ધારણ કરવું. ( ૧૦૦ )

**सामयिकं प्रतिदिवसं यथावदप्यनलसेन चेतव्यं ॥**
**व्रतपंचकपरिपूरणकारणमवधानयुक्तेन ॥ १०१ ॥**

**અર્થઃ**—આળસ છોડીને એકાગ્ર ચિત્તથી દરરોજ ઉપર કહ્યા પ્રમાણે સામાયિક વધારતા જવું. આ સામાયિક પાંચ વ્રતોને પૂર્ણ કરવાનું કારણ છે. ( ૧૦૧ )

**सामयिके सारंभाः परिग्रहा नैव संति सर्वेऽपि ॥**
**चेलोपसृष्टमुनिरिव गृही तदा याति यतिभावं ॥१०२॥**

**અર્થ**—સામાયિક વખતે ગૃહસ્થને સર્વ પરિગ્રહ અને આરંભ ત્યાગ હોય છે. તેને લીધે તે વખતે તે વસ્ત્રથી વીંટલાયલા મુનિ જેવો યતિપણાને પ્રાપ્ત થાય છે. (મુનિ કરતાં વસ્ત્ર એજ તેને વધારે હોય છે). (૧૦૨)

**शीतोष्णदंशमशकं परिषहमुपसर्गमपि च मौनधराः ॥**
**सामायिकं प्रतिपन्ना अधिकुर्वीरन्नचलयोगाः ॥१०३॥**

**અર્થ**—સામાયિક ધારણ કરનારા મન, વચન, કાયાના યોગને સ્થિર કરીને મૌન ધારે છે. અને થંડી, ગરમી, ડાંસ મત્સરાદિક પ્રાણીથી થતો ત્રાસ, ઈત્યાદિ પરિષહ અને કોઇએ ઉપસર્ગ કર્યો તે પણ સહન કરે છે. (૧૦૩)

**अशरणमशुभमनित्यं दुःखमनात्मानमावसामिभवं ॥**
**मोक्षस्तद्विपरीतात्मेति ध्यायंतु सामयिके ॥ १०४ ॥**

**અર્થ**—સામાયિક કરનારાઓ ! સામાયિકને વખતે એવું ચિંતવન કરો કે જ્યાં કોઇ શરણ નથી, અને પાપરૂપી, નાશવંત, દુઃખદાયક, આત્મસ્વરૂપ રહિત એવા સંસારમાં હું પડેલો છું અને મોક્ષ છે તે એની વિરૂદ્ધ સ્વરૂપનું છે. (૧૦૪)

**वाक्कायमानसानां दुःप्रणिधानान्यनादरास्मरणे ॥**
**सामायिकस्यातिगमा व्यज्यंते पंचभावेन । १०५ ॥**

**અર્થ**—સામાયિકના પાંચ અતિચાર કહ્યા છે તે આ પ્રમાણેઃ—સામાયિક વખતે મનને સંકલ્પ વિકલ્પ થવા દેવું, વચન વશીભૂત ન રાખવું, શરીરને ચલાયમાન થવા દેવું (શરીરની ચેષ્ટા કરવી), સામાયિક વિષે અનાદર કરવો, અને સામાયિકનો પાઠ ભૂલવો એવા એ પાંચ અતિચાર છે. (૧૦૫)

**पर्वण्यष्टम्यां च ज्ञातव्यः प्रोषधोपवासस्तु ॥**
**चतुरभ्यवहाराणां प्रत्याख्यानं सदेच्छाभिः ॥१०६॥**

**અર્થઃ**—પ્રોષધોપવાસવ્રત કરવાની ઇચ્છા કરીને હમેશાં આઠમી અને ચૌદસને દહાડે ચાર પ્રકારના આહારનો ત્યાગ કરવો એ પ્રોષધોપવાસ શિક્ષાવ્રત જાણવું. (૧૦૬)

**पंचानां पापानामलंक्रियारंभगंधपुष्पाणां ॥**
**स्नानांजननस्यानामुपवासे परिहृतिं कुर्यात् ॥ १०७ ॥**

**અર્થઃ**—પ્રોષધોપવાસના દિવસે હિંસાદિક પાંચ પાતકોનો ત્યાગ કરવો; અલંકાર, પાપારંભ, ગંધ, પુષ્પ (ફુલ), સ્નાન (નહાવું), અંજન, નસ્ય ઇત્યાદિ શ્રૃંગારનાં કામ કરવાં નહીં. (૧૦૭)

**धर्मामृतं सतृष्णः श्रवणाभ्यां पिबतु पाययेद्वान्यान् ॥**
**ज्ञानध्यानपरो वा भवतूपवसन्नतंद्रालुः ॥ १०८ ॥**

**અર્થ**—ઉપવાસ કરનારાએ તે દિવસે અભિલાષા પૂર્વક કાનથી ધર્મરૂપી અમૃત પ્રાશન કરવું (પીવું) અને બીજાને પીવડાવવું. ઉંઘ અને આળસ છોડીને બધો વખત જ્ઞાન આદિમાં અને ધ્યાન કરવામાં તત્પર રહેવું. (૧૦૮)

**चतुराहारविसर्जनमुपवासः प्रोषधः सकृद्भुक्तिः ॥**
**स प्रोषधोपवासो यदुपोष्यारंभमाचरति ॥ १०९ ॥**

**અર્થઃ**—ખાવું, પીવું, સ્વાદ લેવો, અને ચાટવું એવા ચાર પ્રકારના આહારનો ત્યાગ કરવો એને ઉપવાસ કહે છે. અને ઉપવાસને આગલે દહાડે અને પાછલે દહાડે એક વખત જમવું એને પ્રોષધોપવાસ કહે છે. (૧૦૯)

ग्रहणविसर्गास्तरणान्यदृष्टमृष्टान्यनादरास्मरणे ॥
यत्प्रोषधोपवासे व्यतिलंघनपंचकं तदिदं ॥ ११० ॥

**અર્થ**:—પ્રોષધોપવાસના પાંચ અતિચાર છે તે આ પ્રમાણેઃ–ન જોતાં અને ન ઝાટકતાં ઉપકરણાદિ પદાર્થો લેવા, ન જોતાં અને ન ઝાટકતાં મળમૂત્ર નાંખવાં, ન જોતાં ને ન ઝાટકતાં બીછાના વગેરે નાંખવાં, ભૂખની વ્યાકુળતાને લીધે આવશ્યક ક્રિયા વિષે આદર ન હોવો અને ઉપવાસમાં એકાગ્રતા ન હોવી એવા પાંચ છે. ( ૧૧૦ )

दानं वैयावृत्त्यं धर्माय तपोधनाय गुणनिधये ॥
अनपेक्षितोपचारोपक्रियमगृहाय विभवेन ॥ १११ ॥

**અર્થ**:—રત્નત્રયધારી, તપસ્વી, એવા મુનિને વિધિયુક્ત આહારાદિકનું ધર્માર્થ દાન આપવું એને વૈયાવૃત્ય કહે છે. જેને દાન આપવું તેની પાસેથી કંઈ પ્રતિદાન અથવા મંત્ર-તંત્રાદિકનો પ્રત્યુપકાર મળવાની ઇચ્છા નહીં રાખવી એને દાન કહે છે. ( ૧૧૧ )

व्यापत्तिव्यपनोदः पदयोः संवाहनं च गुणरागात् ॥
वैयावृत्त्यं यावानुपग्रहोन्योपि संयमिनां ॥ ११२ ॥

**અર્થ**:—સંયમી મુનિના ગુણોપર પ્રીતિ રાખીને તેની વિપત્તિ મટાડવાને, તેના હાથ પગ દાબવા, વગેરે બીજા જેટલાં મુનિપર ઉપકાર કરવાનાં કામો હોય તે સર્વને વૈયાવૃત્ય કહે છે. ( ૧૧૨ )

नवपुण्यैः प्रतिपत्तिः सप्तगुणसमाहितेन शुद्धेन ॥
अपसूनारंभाणामार्याणामिष्यते दानं ॥ ११३ ॥

**અર્થ**—ખાંડવું, દળવું, ચૂલો સળગાવવો, પાણી ભરવું, અને ઝાકણી (સાવરણી) થી ઝાડવું એને પંચસૂના કહે છે. આ પંચસૂનાનો અને ખેતી વેપાર વગેરે ધંધાનો જેણે ત્યાગ કર્યો છે એવા મુનિના, દાતારના સાત ગુણ ધારણ કરનારા શુદ્ધ શ્રાવકોએ નવ પ્રકારની ભક્તિથી સત્કાર કરવો એને દાન કહે છે. (૧૧૩)

**गृहकर्मणापि निचितं कर्म विमार्ष्टि खलु गृहविमुक्तानां ॥**
**अतिथीनां प्रतिपूजा रुधिरमलं धावते वारि ॥ ११४ ॥**

**અર્થ**—જેમ લોહીનો ડાઘ પાણીથી ધોવાઈ જાય છે તેમ અનગાર મુનિની પૂજા કીધાથી ગૃહકૃત્યોથી ઉત્પન્ન થયેલાં પાપો તદ્દન મટી જાય છે (ધોવાઇ જાય છે.) (૧૧૪)

**उच्चैर्गोत्रं प्रणतेर्भोगो दानादुपासनात्पूजा ॥**
**भक्तेः सुंदररूपं स्तवनात्कीर्तिस्तपोनिधिषु ॥ ११५ ॥**

**અર્થ**—તપસ્વી મુનિને નમસ્કાર કરવાથી ઉંચું ગોત્ર પ્રાપ્ત થાય છે, તેને દાન કીધાથી ભોગભૂમિનું સુખ મળે છે, તેની ઉપાસના (ચાકરી) કીધાથી આપણી પૂજા (પ્રતિષ્ઠા વધે છે, અથવા માન મળે છે) થાય છે, તેની ભક્તિ કીધાથી સુંદર સ્વરૂપ પ્રાપ્ત થાય છે અને તેની સ્તુતિ કીધાથી આપણી કીર્તિ થાય છે. (૧૧૫)

**क्षितिगतमिव वटबीजं पात्रगतं दानमल्पमपि काले ॥**
**फलतिच्छायाविभवं बहुफलमिष्टं शरीरभृतां ॥११६॥**

**અર્થ**—જેમ વડનું બીયું યોગ્ય વખતે જમીનમાં નાંખ્યું હોય તો તેનું છાયાયુક્ત મોટું ઝાડ થાય છે, તે પ્રમાણે પાત્રને થોડું પણ દાન આપ્યું હોય તો તેનું ફળ પ્રાણીને માહાત્મ્ય અને સંપત્તિયુક્ત અનેક પ્રકારની સામગ્રી પ્રાપ્ત થાય છે. (૧૧૬)

आहारौषधयोरप्युपकरणावासयोश्च दानेन ॥
वैयावृत्यं ब्रुवते चतुरामत्वेन चतुरस्राः ॥ ११७ ॥

**અર્થ**:—વૈયાવૃત્યના ચાર ભેદ ગણધરે કહ્યા છે. ૧ આહારદાન, ૨ ઔષધદાન, ૩ જ્ઞાનોપકરણદાન અને ૪ વસ્તિકાદાન. ( ૧૧૭ )

श्रीषेणवृषभसेने कौंडेशः सूकरश्च दृष्टांताः ॥
वैयावृत्त्यस्यैते चतुर्विकल्पस्य मंतव्याः ॥ ११८ ॥

**અર્થ**:—શ્રીષેણે આહારદાન આપ્યું, વૃષભસેને ઔષદાન આપ્યું, કોંડેશે જ્ઞાનદાન આપ્યું, અને સૂકરે વસ્તિકાદાન દીધું એમ ચારજણે ચાર પ્રકારનું જુદું જુદું દાન આપ્યું તેનાં આ દૃષ્ટાંતો છે. ( ૧૧૮ )

देवाधिदेवचरणे परिचरणं सर्वदुःखनिहरणं ॥
कामदुहि कामदाहिनि परिचिनुयादादृतो नित्यं ॥११९॥

**અર્થ**—ઇચ્છિત મનોરથ પૂર્ણ કરનારા અને કામવિકારને ભસ્મ કરનારા એવા દેવાધિદેવ સર્વજ્ઞ પ્રભુના પદકમળની દરરોજ આદરથી પૂજા કરવી. આ પૂજા સર્વ દુઃખનો નાશ કરનારી છે. ( ૧૧૯ )

अर्हच्चरणसपर्यामहानुभावं महात्मनामवदत् ॥
भेकः प्रमोदमत्तः कुसुमेनेकेन राजगृहे ॥ १२० ॥

**અર્થ**—રાજગૃહ નગરમાં એક દેડકો એક ફુલ મોઢામાં લઈને હર્ષથી ઉછળતો અર્હચ્ચરણોની પૂજાનો મહોત્સવ મોટા લોકોને કહેવા લાગ્યો. ( ૧૨૦ )

हरितपिधाननिधाने ह्यनादरास्मरणमत्सरत्वानि ॥
वैयावृत्त्यस्यैते व्यतिक्रमाः पंच कथ्यंते ॥ १२१ ॥

**અર્થ:**—લીલા પાંદડાંથી આહાર ઢાંકવો, લીલા પાંદડાંમાં મુકવો, પાત્રનો અનાદર કરવો, દાનની વીધી વગેરે ભુલી જવું અને ઈર્ષાથી દાન આપવું એ પાંચ અતિચાર વૈયાવૃત્યં શિક્ષાવ્રતના કહ્યા છે. ( ૧૨૧ )

આ પ્રમાણે સમંતભદ્રસ્વામીએ રચેલા રત્નકરંડ શ્રાવકાચારનો શિક્ષાવ્રત વર્ણન નામનો પાંચમો ભાગ સમાપ્ત થયો.

## સલ્લેખના વર્ણન.

**उपसर्गे दुर्भिक्षे जरसि रुजायां च निःप्रतीकारे ॥**
**धर्माय तनुविमोचनमाहुः सल्लेखनामार्याः ॥ १२२ ॥**

**અર્થ:**—ઉપસર્ગ, દુષ્કાળ, ઘડપણ અને રોગ એ મટવા જેવા ન હોય એવે પ્રસંગે રત્નત્રય ધર્મ સાધવા માટે શરીરનો ત્યાગ કરવો એને ગણધરદેવ સલ્લેખના કહે છે. (૧૨૨)

**अंतः क्रियाधिकरणं तपःफलं सकलदर्शिनः स्तुवते ॥**
**तस्माद्यावद्विभवं समाधिमरणे प्रयतितव्यं ॥ १२३ ॥**

**અર્થ:**—જે તપશ્ચર્યાના ફળથી અંતસમયે સમાધિરત્ન પ્રાપ્ત થાય છે તે ફળની સર્વજ્ઞ પ્રશંસા કરે છે. માટે આપણી શક્તિઅનુસાર સમાધિમરણ વિષે પ્રયત્ન કરવો. (૧૨૩)

**स्नेहं वैरं संगं परिग्रहं चापहाय शुद्धमनाः ॥**
**स्वजनं परजनमपि च क्षांत्वा क्षमयेत्प्रियैर्वचनैः ॥१२४॥**

**અર્થ:**—સલ્લેખના ધારણ કરનાર શુદ્ધ મનના માણસે પોતાના કુટુંબાદિ ઈષ્ટમિત્ર પરનો મોહ છોડવો; કોઇ વીશે મનમાં વેર હોય તે છોડી દેવું; સ્ત્રીપુત્રાદિકની સોબત છોડવી; ચોવીસ પ્રકારના અંતર્બાહ્ય પરિગ્રહનો ત્યાગ કરવો; આપણા અને પારકા માણસોના અપરાધની ક્ષમા કરવી; અને મીઠા બાપણુથી આપણે તેની પાસે ક્ષમા માંગવી. ( ૧૨૪ )

आलोच्य सर्वमेनः कृतकारितमनुमतं च निर्व्याजं ॥
आरोपयेन्महाव्रतमामरणस्थायि निःशेषम् ॥ १२५ ॥

**અર્થ:**—આપણે પોતે કરેલા, બીજાપાસે કરાવેલા, અને કોઇ કરતું હોય તે પસંદ કરેલા સર્વ દોષ નિષ્કપટપણે આપણે મોઢે બોલીને સંપૂર્ણ પાંચ પ્રકારનાં મહાવ્રતો આ-મરણ સુધી આપણે સ્વીકારવાં. ( ૧૨૫ )

शोकं भयमवसादं क्लेदं कालुष्यमरतिमपि हित्वा ।
सत्वोत्साहमुदीर्य च मनः प्रसाद्यं श्रुतैरमृतैः ॥१२६॥

**અર્થ:**—શોક, ભય, ખેદ, સ્નેહ, રાગ, દ્વેષ, તળમળ એ છોડી દેવાં; અને બલોત્સાહ પ્રગટ કરીને, અમૃત જેવા મીઠા જ્ઞાનથી આપણું મન પ્રસન્ન કરવું. ( ૧૨૬ )

आहारं परिहाप्य क्रमशः स्निग्धं विवर्धयेत्पानं ॥
स्निग्धं च हापयित्वा खरपानं पूरयेत्क्रमशः ॥१२७॥

**અર્થ:**—અનુક્રમે આહાર ઓછો કરીને દુધ પીને રેહેવું. પછી અનુક્રમે દુધ ઓછું કરી કાંજી અને શુદ્ધ પાણીપર રહેવું. ( ૧૨૭ )

खरपानहापनामपि कृत्वा कृत्वोपवासमपि शक्त्या ॥
पंचनमस्कारमनास्तनुं यजेत्सर्वयत्नेन ॥ १२८ ॥

**અર્થ:**—પછી પ્રાસુક પાણી લેવાનું પણ છોડી દઇને શકિત પ્રમાણે ઉપોષણ ધારણ કરવું; અને પંચ નમસ્કારમાં લક્ષ રાખીને વ્રત, સંયમ, ચારિત્ર, ધ્યાન આ વિષે સાવધાન રહીને દેહ ત્યાગ કરવો. ( ૧૨૮ )

जीवितमरणाशंसे भयमित्रस्मृतिनिदाननामानः ॥
सल्लेखनातिचाराः पंच जिनेन्द्रैः समादिष्टाः ॥ १२९ ॥

**અર્થ**:—સલ્લેખના વ્રતના પાંચ અતિચાર જીનેંદ્રદેવે કહ્યા છે તે આ પ્રમાણેઃ—૧ મરણ આવે નહી એવી ઇચ્છા રાખવી. ૨ મરણ આવે એવી ઇચ્છા રાખવી. ૩ ભયથી ડરવું. ૪ ઇષ્ટમિત્ર આપ્તવર્ગનું સ્મરણ થવું, અને ૫ આગળ ફેલાણું મને મળે એવું નિદાન બાંધવું એવા પાંચ છે તે ત્યાગવા જોઈએ. ( ૧૨૯ )

**निःश्रेयसमभ्युदयं निस्तीरं दुस्तरं सुखांबुनिधिं ॥**
**निःपिवति पीतधर्मा सर्वैर्दुःखैरनालीढः ॥ १३० ॥**

**અર્થ**:—ધર્મામૃત પ્રાશન કરનારા સલ્લેખના ધારી કોઈ જીવ તો અહમિંદ્રાદિ પદનું સુખ પરંપરા પુષ્કળ કાળ સુધી ભોગવે છે; અને કોઈ જીવ સંપૂર્ણ દુઃખમાંથી મુક્ત થતાં અપાર સુખ સમુદ્રરૂપી નિર્વાણ પદનો અનુભવ લે છે. (૧૩૦)

**जन्मजरामयमरणैः शोकैर्दुःखैर्भयैश्च परिमुक्तं ॥**
**निर्वाणं शुद्धसुखं निःश्रेयसमिष्यते नित्यं ॥१३१॥**

**અર્થ**:—જન્મ, ઘડપણ, રોગ, મરણ, શોક, દુઃખ અને ભય પણ જ્યાં ન હોઇને ઉપાધિરહિત સુખજ હમેશાં જ્યાં છે તેને નિર્વાણ અથવા નિઃશ્રેયસ એટલે મોક્ષ કહે છે. (૧૩૧)

**विद्यादर्शनशक्तिस्वास्थ्यप्रल्हादतृप्तिशुद्धियुजः ॥**
**निरतिशया निरवधयो निःश्रेयसमावसंति सुखं ॥१३२॥**

**અર્થ**:—અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય, પરમૌદાસીનતા, અનંત સુખ, વિષય વિષે અનિચ્છા, દ્રવ્ય ભાવકર્મરૂપી મેલથી રહિતતા, એવા ગુણોથી યુક્ત પુરૂષ હીનાધિકપણારહિત અનંતકાળ સુધી મોક્ષના સુખમાં રહે છે. (૧૩૨)

काले कल्पशतेपि च गते शिवानां न विक्रिया लक्ष्या ॥
उत्पातोपि यदि स्यात त्रिलोकसंभ्रांतिकरणपटुः ॥१३३॥

**અર્થ**:—સેંકડો કલ્પોના કાળ ગયા અને ત્રૈલોક્યને ભ્રાંતીમાં નાખવા જેવા ઉત્પાત પણ જો થયા, તો પણ મોક્ષવાસી જીવોને કંઈ ફેરફાર થતો નથી. (૧૩૩)

निःश्रेयसमधिपन्नास्त्रैलोक्यशिखामणिश्रियं दधते ॥
निष्किट्टिकालिकाच्छविचामीकरभासुरात्मानः ॥ १३४ ॥

**અર્થ**:—સોનામાંનો મેલ અને કાલિમા તદન જતી રહે તેથી તેનાં દેદીપ્યમાન કાંતી જેવા મોક્ષવાસી જીવ ત્રૈલોકયતાના લોકના શિરપર (લોકને માથે) સર્વોત્કૃષ્ટ શોભાને પ્રાપ્ત થાય છે. (૧૩૪)

पूजार्थाज्ञैश्वर्यैर्बलपरिजनकामभोगभूयिष्ठैः ॥
अतिशयितभुवनमद्भुतमभ्युदयं फलति सद्धर्मः॥१३५॥

**અર્થ**:—આ સલ્લેખના ધર્મથી અદ્ભુત ઇંદ્રાદિ, ઉત્કૃષ્ટ વૈભવનું ફળ પ્રાપ્ત થાય છે. જ્યાં સન્માન, દ્રવ્ય, હુકમ, શક્તિ, નોકર, કામભોગ એ વિપુલ છે. (૧૩૫)

આ પ્રમાણે સમંતભદ્રસ્વામીએ રચેલા રત્નકરંડ શ્રાવકાચારનો સલ્લેખનાવર્ણન નામનો છઠો ભાગ સમાપ્ત થયો.

---

## શ્રાવકની અગીયાર પ્રતિમા.

श्रावकपदानि देवैरेकादश देशितानि येषु खलु ॥
स्वगुणाः पूर्वगुणैः सह संतिष्ठंते क्रमविवृद्धाः ॥१३६॥

**અર્થ**:—સર્વજ્ઞ દેવે શ્રાવકોનાં પગથિયાં એટલે પ્રતિમા અગીઆર કહી છે. જે પ્રતિમામાં જે ગુણ હોવા જોઇએ તે હોઇને પૂર્વપ્રતિમાંના ગુણ અનુક્રમ પ્રમાણે તેમાં વધે છે. (૧૩૬)

सम्यग्दर्शनशुद्धः संसारशरीरभोगनिर्विण्णः ॥
पंचगुरुचरणशरणो दर्शनिकस्तत्वपथगृह्यः ॥१३७॥

**અર્થઃ**—પહેલી દર્શનપ્રતિમાને ધારણ કરનાર સમ્યક્‌દર્શન નિર્મલ રાખીને સંસાર શરીરભોગની વિશેષ ઇચ્છા રાખતો નથી. પંચપરમેષ્ઠીના ચરણમાં શરણ રહીને વ્રતમાર્ગ ગ્રહે છે. ( ૧૩૭ )

निरतिक्रमणमणुव्रतपंचकमपि शीलसप्तकं चापि ॥
धारयते निःशल्यो योऽसौ व्रतिनां मतो व्रतिकः ॥१३८॥

**અર્થઃ**—જે અતિચારરહિત પાંચ અણુવ્રત પાળે છે; અને શીલસપ્તક એટલે ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો ધારણ કરીને, માયા, મિથ્યાત અને નિદાન એવા ત્રણ શલ્ય છોડે છે, તે વ્રતપ્રતિમાધારી છે એવું ગણધર સમજે છે. (૧૩૮)

चतुरावर्तत्रितयश्चतुःप्रणामस्थितो यथाजातः ॥
सामायिको द्विनिषद्यस्त्रियोगशुद्धस्त्रिसंध्यमभिवंदी ॥१३९॥

**અર્થઃ**—સવારે, બપોરે અને સાંજે મન, વચન, કાયા શુદ્ધ કરીને બાહ્યાભ્યંતર પરિગ્રહ છોડીને બે હાથ જોડીને ત્રણ ત્રણ વખત ચાર નમસ્કાર ચાર દિશાએ કરવા એ ત્રીજી સામાયિક પ્રતિમા છે. ( ૧૩૯ )

पर्वदिनेषु चतुर्ष्वपि मासे मासे स्वशक्तिमानिगुह्य ॥
प्रोषधनियमविधायि प्रणधिपरः प्रोषधानशनः ॥ १४० ॥

**અર્થઃ**—દર મહિનાની બે અષ્ટમી અને બે ચૌદસ એવી ચાર પર્વતિથીએ આપણી શક્તિ ન છુપાવતાં નેમથી પ્રોષધોપવાસ કરીને શુભધ્યાનમાં તત્પર રહેવું એને ચોથી પ્રોષધોપવાસ પ્રતિમા કહે છે. ( ૧૪૦ )

मूलफलशाकशाखाकरीरकंदप्रसूनबीजानि ॥
नामानि योऽत्ति सोयं सचित्तविरतो दयामूर्तिः॥१४१॥

**અર્થ**:—જે દયાળુ ગૃહસ્થ, મૂળ, ફળ, ભાજી, ડાહળી, શેરડીના અથવા વાંસડાની ગાંઠો, કંદ, ફૂલ અને બી, એ ન પાકેલા અથવા ન સીજવેલા ખાતાં નથી તે સચિત્ત ત્યાગ પ્રતિમાધારી શ્રાવક થાય છે. ( ૧૪૧ )

अन्नं पानं खाद्यं लेह्यं नाश्नाति यो विभावर्यां ॥
स च रात्रिभुक्तिविरतः सत्वेष्वनुकम्पमानमनाः॥१४२॥

**અર્થ**:—જે પ્રાણિમાત્રપર દયા કરનારો રાત્રે અન્ન, પાણી, ફરાળ પાનસોપારી એવી ચાર ચીજોમાંથી કંઇ ખાતો નથી તે રાત્રીભુક્તી ત્યાગ નામનો છઠ્ઠી પ્રતિમાધારી શ્રાવક થાય છે.(૧૪૨)

मलबीजं मलयोनिं गलन्मलं पूतगंधि बीभत्सं ॥
पश्यन्नंगमनंगाद्विरमति यो ब्रह्मचारी सः ॥१४३॥

**અર્થ**:—જે, આ શરીર રક્ત અને વીર્ય એવા વાસ મારતા ( અપવિત્ર ) પદાર્થમાંથી ઉત્પન્ન થયેલું, મલીનતાનું કારણ, મલપ્રવાહી અને દુર્ગંધ હોઇને અને છીંટ ઉત્પન્ન કરનાર છે એવું જોઇ, કામવિકારનો ત્યાગ કરે છે તે બ્રહ્મચર્યપ્રતિમાધારી કેહેવાય. (૧૪૩)

सेवाकृषिवाणिज्यप्रमुखादारंभतो व्युपारमति ॥
प्राणातिपातहेतोर्योऽसावारंभविनिवृत्तः ॥ १४४ ॥

**અર્થ**:—હિંસાનું કારણ ખેતી, વેપાર, અને નોકરી ઇત્યાદિ સંસાર આરંભનો જે ત્યાગ કરે છે તેને આરંભત્યાગ પ્રતિમાધારી શ્રાવક કહેવો. ( ૧૪૪ )

बाह्येषु दशसु वस्तुषु ममत्वमुत्सृज्य निर्ममत्वरतः ॥
स्वस्थः संतोषपरः परिचित्तपरिग्रहाद्विरतः ॥१४५॥

**અર્થ**:—દશ પ્રકારના બાહ્ય પરિગ્રહોપરની મમતા છોડીને જે નિર્મમત્વપણે રહે છે; અને આત્મસ્વરૂપમાં લીન હોઈને સંતોષવૃત્તિ ધારણ કરે છે તેને પરિગ્રહ ત્યાગ પ્રતિમાધારી શ્રાવક કેહેવો. ( ૧૪૫ )

अनुमतिरारंभे वा परिग्रहे वैहिकेषु कर्मसु वा ॥
नास्ति खलु यस्य समधीरनुमतिविरतः स मंतव्यः ॥१४६

**અર્થ**—આરંભ એટલે ખેતી વ્યાપારાદિક, પરિગ્રહ એટલે ધનધાન્યાદિક અને ઐહિક એટલે લગ્ન કાર્યાદિક ઇત્યાદિ કામમાં જે સમબુદ્ધિ સંમતિ આપતો નથી તેને અનુમતિ ત્યાગ પ્રતિમાધારી કહેવો. ( ૧૪૬ )

गृहतो मुनिवनमित्वा गुरूपकंठे व्रतानि परिगृह्य ॥
भैक्ष्याशनस्तपस्यन्नुत्कृष्टश्चेलखंडधरः ॥ १४७ ॥

**અર્થ**:—ઘરમાંથી નીકળીને, મુની રહે છે એવા વનમાં જઈને, ગુરૂ પાસે જે મહાવ્રતો લે છે, ભિક્ષાથી આહાર લઇને તપશ્ચરણમાં નિમગ્ન રેહેતો, અને ફકત લંગોટી અને અધુરૂં વસ્ત્ર રાખે છે તેને ઉત્કૃષ્ટ અગીયારમી પ્રતિમાધારી શ્રાવક કેહેવો. ( ૧૪૭ )

पापमरातिर्धर्मो बंधुर्जीवस्य चेति निश्चिन्वन् ॥
समयं यदि जानीते श्रेयो ज्ञाता ध्रुवं भवति ॥१४८॥

**અર્થ**:—પાપ એ જીવોનો શત્રુ છે, અને ધર્મ એ જીવોનો બંધુ છે, એવો નિશ્ચય રાખીને જો શાસ્ત્રને જાણશે તો તે કલ્યાણને જાણનારો થશે. ( ૧૪૮ )

येन स्वयं वीतकलंकविद्यादृष्टिक्रियारत्नकरंडभावम् ॥
नीतस्तमायाति पतीच्छयेव सर्वार्थसिद्धिस्त्रिषु विष्टपेषु॥१४९॥

**અર્થ**:—જેણે જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણે રત્નો નિર્મળ કરીને પોતાને તેની પેટી જેવાં કીધાં છે તેને ત્રૈલોક્યમાંની સર્વ પુરૂષાર્થની સિદ્ધિ પતીની ઇચ્છાથી વરે છે. (૧૪૯)

सुखयतु सुखभूमिः कामिनं कामिनीव ।
सुतमिव जननी मां शुद्धशीला भुनक्तु ॥
कुलमिव गुणभूषा कन्यका संपुनीता-
ज्जिनपतिपदपद्मप्रेक्षिणी दृष्टिलक्ष्मीः ॥ १५० ॥

**અર્થ**:—જે મકામી પુરૂષને સુખકર સ્ત્રી સુખ આપે છે, તેમ જીનેશ્વરનાં ચરણકમળોપર શ્રદ્ધા એજ સમ્યક્દર્શનરૂપી લક્ષ્મી મને સુખકર થાઓ; જેમ શુદ્ધ સ્વભાવની માતા પોતાના પુત્રનું પાલન કરે છે, તે પ્રમાણે આ સમ્યક્દર્શનરૂપી લક્ષ્મી મારૂં પાલન કરો; જેમ ગુણવાન કન્યા કુળને પવિત્ર કરે છે, તેમ આ સમ્યક્દર્શનરૂપી લક્ષ્મી મને પવિત્ર કરો. (૧૫૦)

આ પ્રમાણે સમંતભદ્રસ્વામીએ રચેલા રત્નકરંડ
શ્રાવકાચારમાંનો અગીયાર પ્રતિમા વર્ણન
નામનો સાતમો ભાગ સમાપ્ત થયો.

**ઇતિ રત્નકરંડશ્રાવકાચાર સમાપ્ત.**



# ક્ષમાપના.

હે ભગવાન ! હું બહુ ભૂલી ગયો, મેં તમારાં અમુલ્ય વચનોને લક્ષમાં લીધાં નહીં. મેં તમારાં કહેલાં અનુપમ તત્વનો વિચાર કર્યો નહિં. તમારાં પ્રણીત કરેલાં ઉત્તમ શીલને સેવ્યું નહિ. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહિં. હે ભગવાન ! હું ભૂલ્યો, આથડ્યો, રઝળ્યો અને અનંત સંસારની વિટમ્બનામાં પડ્યો છું. હું પાપી છું, હું બહુ મદોન્મત અને કર્મ–રજથી કરીને મલિન છું. હે પરમાત્મા ! તમારાં કહેલાં તત્વો વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું. અજ્ઞાનથી અંધ થયો છું. મારામાં વિવેકશક્તિ નથી, અને હું મૂઢ છું. હું નિરાશ્રિત છું, અનાથ છું, નિરાગી પરમાત્મા ! હવે હું તમારૂં, તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઈ, હું તે સર્વ પાપથી મુક્ત થાઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાતાપ કરૂં છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છું, તેમ તેમ તમારા તત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિર્વિકારી, સત્તચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી, અને ત્રૈલો પ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું. એક પળ પણ તમારાં કહેલાં તત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ. હે સર્વજ્ઞ ભગવાન ! તમને હું વિશેષ શું કહું ? તમારાથી કંઇ અજાણ્યું નથી. માત્ર પશ્ચાતાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

લી. સેવક,

**ફતેચંદભાઇ તારાચંદ**

ખડકની ૧૦ પાઠશાળાના મહામંત્રી, **વિજયનગર** (મહીકાંઠા)